બાળ ગ્રન્થાવળી : પ્રથમ શ્રેણી : ૧૪

# કુમારપાળ

: : લેખક : :

ધીરજલાલ ટોકરશી શાહ.



: સર્વ હક્ક સ્વાધીન :

આવૃત્તિ ત્રીજી : કુલ નકલ ૩૪૦૦ : સં. ૧૯૮૭

મૂલ્ય સવા આનો.

: : પ્રકાશક : :

ધીરજલાલ ટોકરશી શાહ
ચિત્રકાર, બુકસેલર એન્ડ પબ્લીશર
હવેલીની પોળ રાયપુર : અમદાવાદ



ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ
૧૯૨૫૫

આ પુસ્તક મુંબઇ ઈલાકા કેળવણી
ખાતા તથા વડોદરા રાજ્ય કેળવણી
ખાતા તરફથી ઈનામ લાયબ્રેરી માટે
: : : મંજુર થયું છે. : : :



ધી 'સૂર્યપ્રકાશ' પ્રીન્ટીંગ પ્રેસમાં
મૂળચંદભાઈ ત્રિકમલાલે છાપ્યું.
પાનકોર નાકા—અમદાવાદ.

# કુમારપાળ

: ૧ :

રૂડો રઢિયાળો ગૂજરાત દેશ. તેના પર મહાપ્રતાપી સિદ્ધરાજ જયસિંહ રાજ્ય કરે. તેમને બધી વાતે સુખ પણ એક વાતે દુઃખ. પેટે પુત્ર નહિ. તે ચિંતા કરવા લાગ્યા કે આવું ફાલ્યું ફુલ્યું ગૂજરાતનું રાજ્ય કોના હાથમાં જશે? તેમણે જોશીઓને બોલાવ્યા ને જોશ જોવડાવ્યા. જોશી કહે, મહારાજ! આપની ગાદી કુમારપાળને જશે.

આ સાંભળી સિદ્ધરાજ ખેદ પામ્યા. મનમાં વિચાર કર્યો: કુમારપાળ હલકા કુળમાં

જન્મેલો છે. માટે કોઈ પણ ઉપાયે તેને ગાદીએ ન આવવા દેવો. જો તે જીવતો હશે તોજ ગાદીએ આવશે ને? માટે ચાલ એને મારી નંખાવું. તે કુમારપાળને મારી નાંખવાનો લાગ શોધવા લાગ્યા.

:૨:

કુમારપાળ દેથળીના ધણી ત્રિભુવનપાળના પુત્ર હતા. તેમની સ્ત્રીનું નામ ભોપાળદે. તેમને મહિપાળ ને કીર્તિપાળ નામે બે ભાઈ હતા. પ્રેમળદેવી ને દેવળદેવી નામે બે બ્હેનો હતી. પ્રેમળદેવીને સિદ્ધરાજના સામંત કૃષ્ણદેવ સાથે પરણાવી હતી. દેવળદેવીને સાંભરના રાજા અ-ર્ણોરાજ સાથે પરણાવી હતી.

કુમારપાળને ખબર પડી કે મહારાજા સિદ્ધરાજની મારા પર કરડી નજર છે. મને મારી નાંખવાનો લાગ શોધે છે. એટલે તે પરદેશ જવાનો વિચાર કરવા લાગ્યા. એવામાં સિદ્ધરાજે તેમના પિતાનું ખુન કરાવ્યું.

આ ખુનની ખબર પડતાં કુમારપાળ

સમજ્યા કે હવે મારો વારો આવ્યો એટલે રાતોરાત તે પોતાનું કુટુંબ છોડીને ચાલી નીકળ્યા.

કુમારપાળ બાવાના વેશે એક જગાએથી બીજી જગાએ રખડે છે. કોઈ દિવસ ખાવાનું મળે છે તો કોઈ દિવસના ઉપવાસ પડે છે એમ કરતાં કરતાં એજ વેશે એક વખત પાટણ આવ્યા. ત્યાં મહાદેવના મંદિરમાં પૂજારી થયા.

રાજાને આ બાબતની ગંધ આવી એટલે પોતાના પિતા કર્ણદેવના શ્રાદ્ધનું બહાનું કાઢી બધા પૂજારીઓને જમવા બોલાવ્યા. ત્યાં કુમારપાળને ખબર પડી કે મને મારી નાખવા આ ઘાટ ઘડાયો છે. એટલે ઊલટીનું બાનું કાઢીને બહાર ગયા. ત્યાંથી પહેર્યા અબોટિયે નસાય તેટલું નાસવા માંડયું. માથું ઉઘાડું, પગ ઉઘાડા; શરીર ઉઘાડું ને ઉપરથી બપોરનો તાપ. પણ શું કરે? નાસતાં જરા વાર થાય તો સિદ્ધરાજના સિપાઈઓ આવી પહોંચે ને ભુંડા મોતે મરવું પડે.

સિદ્ધરાજને ખબર પડી કે કુમારપાળ છટકી ગયા. એટલે તેને પકડી લાવવા ઘોડેસ્વાર છોડી મૂકયા.

કુમારપાળ નાસતાં નાસતાં બેએક ગાઉ દૂર નીકળી ગયા. ત્યાં પાછળ ઘોડાની પડઘીઓ સંભળાણી. તેમણે વિચાર્યું: હવે દોડયે પાર નહિ આવે. કયાંઈક સંતાવા દે. ત્યાં નજર નાખી તો ભીમસિંહ નામે એક ખેડુત કાંટાની વાડ કરતો હતો. કુમારપાળ તેની પાસે ગયા ને પોતાનો જીવ બચાવવા વિનંતિ કરી. ખેડુતને દયા આવી એટલે કાંટાના ભારાની નીચે કુમારપાળને સંતાડી દીધા.

થોડીવારમાં પગલું શોધતાં રાજાના સિપાઇઓ ત્યાં આવી પહોંચ્યા. તેમણે ભાલો મારી કાંટાનો ભારો તપાસી જોયો. પણ કાંઈ પત્તો લાગ્યો નહિ. એટલે શોધ કરવાનું છોડી દઈ ઘેર ચાલ્યા ગયા.

રાતના વખતે ભીમસિંહે કુમારપાળને બહાર કાઢયા. તેમનું શરીર કાંટા વાગવાથી લોહી

લુહાણ થઇ ગયું હતું. પીડાનો પાર ન્હોતો. પણ અહિં શોભવાનો વખત ન્હોતો એટલે મોટા પરોઢિયે તેમણે નાસવા માંડયું. ભુખ્યા પેટ ને દુઃખતા શરીરે નાસતાં તે ખુબ થાકી ગયા. મધ્યાહ્ન સમયે તે એક ઝાડ નીચે આરામ લેવા બેઠા. ત્યાં એક કૌતુક જોયું. એક ઉંદર દરમાંથી એક પછી એક એમ એકવીશ રૂપિયા બહાર લાવ્યો. પછી પાછો અંદર લઈ ગયો ત્યાં કુમારપાળે બાકીના વીશ રૂપિયા લઈ લીધા. ઉંદરે બહાર આવી જોયું તો પૈસા નહિ એટલે તે માથું પટકી મરણ પામ્યો. કુમારપાળ આ જોઇ દીલગીર થયા અને વિચારવા લાગ્યા અહો ! આ પ્રાણીને પણ ધનપર કેટલો મોહ છે ને ? આ ધન લઇને તે આગળ ચાલ્યા. આજે ત્રીજો દિવસ હતો પણ હજી સુધી કાંઈ ખાવાનું મળ્યું નહિ. તે હવે થાકીને લોથ પોથ થઈ ગયા હતા. એવામાં શ્રીદેવી નામની એક બાઇ વ્હેલમાં બેસી સાસરેથી પિયર જતી હતી. તેને દયા આવી ને કુમારપાળને ખાવાનું આપ્યું. કુમારપાળને આથી

કાંઈક શાંતિ વળી. તે બોલ્યાઃ બ્હેન! તમારો ઉપકાર હું કદી નહિ ભુલું.

અહીંથી કુમારપાળ પોતાના ગામ દેથળી ગયા. ત્યાં સિદ્ધરાજને ખબર પડતાં લશ્કર મોકલ્યું. કુમારપાળને એની ખબર પડી. તે છુપાવાની જગા શોધવા લાગ્યા. તે વખતે સજ્જન નામના કુંભારે તેમને પોતાના નિંભાડામાં સંતાડી દીધા. રાજાના લશ્કરને કુમારપાળનો પત્તો ન મળ્યો. તે નિરાશ થઇને પાછું ગયું.

: ૪ :

અહીંથી પોતાના કુટુંબને માળવા તરફ મોકલી પોતે પરદેશમાં ફરવા નીકળી પડયા. ત્યાં વોસિરી નામનો એક બ્રાહ્મણ મિત્ર થયો. તે ગામમાંથી ભિક્ષા માગી લાવીને કુમારપાળને ખવડાવે. પણ આ હાલતે ય વધારે વખત રહી નહિ. વોસિરી છુટો પડી ગયો ને કુમારપાળ ખુબ દુઃખી થવા લાગ્યા. તે રખડતાં રખડતાં ચિંથરેહાલ બની ભુખથી પીડાતા ને દુઃખથી રીબાતા ખંભાત આવ્યા.

અહીં હેમચંદ્રાચાર્ય નામે એક જૈન આચાર્ય હતા. તેમનું જ્ઞાન અગાધ હતું. ચારિત્ર ખુબ નિર્મળ હતું. તેમણે કુમારપાળના લક્ષણ-પરથી પારખ્યું કે ભવિષ્યમાં આ ગુજરાતનો રાજા થશે. એટલે ત્યાંના મંત્રી ઉદાયનને ઘેર આશ્રય અપાવ્યો.

આ વાતની ખબર પડતાં સિદ્ધરાજનું લશ્કર તેમને શોધવા આવી પહોંચ્યું.

તેણે ઉદાયનના મકાનની જડતી લેવા માંડી એટલે કુમારપાળ ત્યાંથી છટકી ઉપાશ્રયમાં ગયા. અને એક પુસ્તકના ભંડારમાં સંતાયા. લશ્કરના સિપાઈઓ ત્યાં પણ આવી પહોંચ્યા. પણ કાંઇ પત્તો લાગ્યો નહિ એટલે પાછા ગયા.

અહીં શ્રી હેમચંદ્રાચાર્યે કુમારપાળને કહ્યું કે હવે દુઃખના દહાડા લાંબો વખત નથી. થોડા વખતમાં તમને ગૂજરાતનું રાજ્ય મળશે. કુમા-રપાળ પોતાની હાલત જોઈ બોલ્યા કે ગુરુ મહારાજ ! આ તે શી રીતે મનાય ? ત્યારે

આચાર્ય મહારાજે ખાત્રીપૂર્વક કહ્યું. આ સાંભળી કુમારપાળ બોલ્યાઃ જો આપનું વચન સાચું પડશે તો હું જૈનધર્મ પાળીશ. પછી ઉદાયન મંત્રી પાસેથી થોડી વાટખર્ચી લઇને દક્ષિણમાં ચાલ્યા.

આમ ઘણું ઘણું રખડીને પોતાના કુટુંબને મળવા માળવામાં ગયા. ત્યાં ખબર પડી કે સિદ્ધરાજ ખુબ માંદા છે. એટલે કુટુંબ સાથે ગુજરાતમાં આવ્યા.

: ૫ :

સિદ્ધરાજ આખર પથારીએ છે. તેમણે ઉદાયન મંત્રીના પુત્ર ચાહડને દત્તક લીધો છે. રાજ્ય કુમારપાળને ન મળતાં ચાહડને મળે તેવો બધો બંદોબસ્ત કરે છે. પણ બંદોબસ્ત પૂરો થતાં પહેલાં તે મરણ પામ્યા. આ સમાચાર સાંભળતાંજ કુમારપાળ પાટણ આવ્યા. રાજસભા કુમારપાળની લાયકાત સમજતી હતી એટલે ગાદી તેમને આપી. આ વખતે તેમની ઉમ્મર પચાશ વર્ષની હતી.

કુમારપાળને ગાદી મળતાં તેમણે પોતાનાં બધા ઉપકારી જનોને યાદ કર્યા. ભોપાળદેને પટરાણી બનાવી. ભીમસિંહને પોતાનો અંગરક્ષક બનાવ્યો. શ્રીદેવીના હાથે રાજ્યતિલક કરાવ્યું ને ધોળકા ગામ ઇનામમાં આપ્યું. સજ્જનને સાતસો ગામનો સુબો કર્યો. વોસિરીને લાટ દેશનો હાકેમ નિમ્યો. ઉદાયન મંત્રીને પ્રધાન બનાવ્યા. તેમના દીકરા વાગ્ભટને નાયબ દિવાન કર્યા. શ્રી હેમચંદ્રાચાર્યને ગુરુસ્થાને સ્થાપ્યા. ને કટુક વાણિયાને વડોદરા ગામ ઇનામમાં આપ્યું.

:૬:

કુમારપાળ ગાદીએ આવતાં ઘણા રાજાઓ એમ માનવા લાગ્યા કે તે નિર્બળ છે. એટલે કોઇએ ખંડણી ભરવાની ના કહી. કોઈએ બંડ કરવા માંડયા. પણ કુમારપાળ ખૂબ બહાદુર હતા; તેમણે પોતાના મજબૂત લશ્કરથી અજમેરના અર્ણોરાજાને વશ કર્યો. માળવાના બલ્લાલને વશ કર્યો. કોંકણના મલ્લિકાર્જુનને વશ કર્યો,

સોરઠના સમરસિંહને વશ કર્યો. બીજા પણ નાના મોટા ઘણા રાજાઓને જીત્યા ને અઢાર દેશમાં પોતાની આણ ફેલાવી. કુમારપાળના રાજ્યની સરહદ ઉત્તરમાં પંજાબ સુધી ને દક્ષિણમાં વિંધ્યાચળ સુધી હતી. પૂર્વમાં ગંગા સુધી ને પશ્ચિમમાં સિંધુ સુધી હતી. એમના જેટલો રાજ્ય વિસ્તાર ગૂજરાતમાં કોઇ રાજાએ કર્યો નથી.

તેઓ પોતાના ગુરુ શ્રી હેમચંદ્રાચાર્યની ખૂબ ભક્તિ કરતા ને દરેક કામમાં તેમની સલાહ લેતા. ગુરુરાજ પણ એવા હતા કે રાજાને બરાબર સલાહ આપતા ને તેનું કલ્યાણ થાય તેમ કરતા.

કુમારપાળે આ ગુરુરાજના કહેવાથીજ વાંઝીયાનું ધન લેવું બંધ કર્યું. તેની સરેરાશ ઉપજ ૭૨ લાખ હતી. પોતાની આણમાં આવેલા અઢારે દેશમાં જીવહિંસા નહિ કરવાનો હુકમ કાઢયો. સોમનાથ મહાદેવના મંદિરને સમરાવ્યું. અને બીજા નાના મોટાં અનેક દહેરાસરો તથા પ્રજાને ઉપયોગી કામ કર્યા.

તારંગા, ઇડર, ધંધુકા વગેરેનાં દહેરાં એમનં બંધાવેલાં છે.

કુમારપાળનાં રાજ્યમાં ન્હોતો દુકાળ. ન્હોતો ચોર ચખારનો ભય. બધા સુખી ને આનંદી હતા. અઢારે આલમ સંપીને રહેતી હતી. પશુપંખી પણ શિકાર બંધ થવાથી નિર્ભયપણે ફરતા હતા.

કુમારપાળ દિવસે દિવસે પોતાનું જીવન પવિત્ર કરવા લાગ્યા ને છેવટે તેમણે પોતાના મન, વચન અને કાયાને ઘણા પવિત્ર બનાવ્યા. આથી તેઓ રાજર્ષિ કહેવાયા.

તેમણે કરેલા કામની ટુંકી ગણત્રી આ રહી: ૧૪૦૦ જીન મંદિર બંધાવ્યા. ૧૬૦૦ જીર્ણ મંદિરોનો ઉદ્ધાર કરાવ્યો. સાત વખત તીર્થયાત્રા કરી. તેમાં પહેલી યાત્રામાં નવલખી પૂજા કરી. વાંઝિયાનું ધન લેવું માફ કર્યું. પ્રતિવર્ષે એક ક્રોડ રૂપિયા શુભ માર્ગમાં ખર્ચ્યાં. ૨૧ જ્ઞાન ભંડાર કરાવ્યાં ને લાખો પુસ્તક લખાવ્યા. ૭૨ સામંત

પર પોતાની આજ્ઞા ચલાવી ને અઢાર દેશમાં અહિંસા પળાવી.

ત્રીશ વર્ષ સુધી આ રાજર્ષિએ રાજ્ય કર્યું. તે દરમ્યાન તેમણે બધી જગાએ સુખશાંતિ ફેલાવી. પ્રજાની ખુબ આબાદી કરી. પછી થોડા વખતે ગુરુરાજનો દેહ પડયો એટલે બહુ શોક થયો. આ શોકની તેમના શરીર પર બહુ અસર થઇ. હવે તેમની ઉમ્મર પણ ૮૧ વર્ષની થઈ હતી. એટલે તે મરણ પામ્યા.

કુમારપાળ જેવા રાજા ને હેમચંદ્રાચાર્ય જેવા ગુરુ આ કાળમાં કોઇ થયા નથી. એમનાં જેટલાં વખાણ કરીએ તેટલાં ઓછાં.

કુમારપાળ જેવા અનેક રાજાઓ થાવ ने જૈન ધર્મનો વિજય વાવટો ફરકાવો.

।शिवमस्तु सर्वजगतः।

## ચોથી શ્રેણી

૧ જાવડશાહ
૨ કોચરશાહ
૩ વીર વનરાજ
૪ ધન્ય એ ટેક
૫ મણિનાં મૂલ
૬ કળાધર કોકાશ
૭ શુકરાજ
૮ જિનમતી
૯ રાજર્ષિ કરકંડુ
૧૦ અનંગ સુંદરી
૧૧ નર્મદા સુંદરી
૧૨ અષાઢા ભૂતિ
૧૩ અચંકારિભટ્ટા
૧૪ વિષ્ણુકુમાર
૧૫ કાલિકાચાર્ય
૧૬ શ્રી પાદલિપ્તાચાર્ય
૧૭ મહાત્મા આનંદઘનજી
૧૮ શ્રીમદ્ દેવચંદ્રજી
૧૯ જળમંદિર પાવાપુરી (કાવ્ય)
૨૦ સાધર્મિકનાં સ્નેહ ઝરણાં

## પાંચમી શ્રેણી

૧ લલિતાંગ કુમાર
૨ ચિલાતી પુત્ર
૩ આભડ શાહ
૪ સમરા શાહ
૫ પવિત્ર જયસેના
૬ ભક્ત દેવપાળ
૭ કુમાર મંગળ કળશ
૮ ઉત્તમ કુમાર
૯ ચંપક શ્રેષ્ઠિ
૧૦ અમરસેન વયરસેન
૧૧ સાજણસિંહ
૧૨ ચંપકમાળા
૧૩ કેવળી જયાનંદ
૧૪ સમરાદિત્ય
૧૫ હંસરાજ વત્સરાજ
૧૬ કવિ ધનપાળ
૧૭ શ્રીકાંત શેઠ
૧૮ મુનિ અર્હન્નક
૧૯ વૃદ્ધા કુમાર
૨૦ ઉત્તરાધ્યયનનાં અમૃતબિંદુ

# કોઇ પણ જૈન વાંચ્યા વિના કેમ રહી શકે ?

જૈન કુમારો પગ રસ્તે ચાલીને બધો સરસામાન જાતે ઉપાડીને ગૂજરાતનાં અણુખેડયાં ડાંગનાં જંગલો ખેડે છે. સાહસભરી સફર કરતાં સુરગાણા ને સપ્તશૃંગ થઈ નાશિક પહોંચે છે. ત્યાંથી દોલતાબાદ, ઈલુરાની ગુફાઓ તથા અજન્તાની ગુફાઓનાં દર્શન કરે છે. ત્યાંથી મધ્ય હિંદ સુધી પહોંચી ઓંકારેશ્વર, સિદ્ધવર કૂટ ને ધારાક્ષેત્રના જળધોધના જળપાન કરે છે. આ આખાયે પ્રવાસનું દીલચસ્પ વર્ણન કરતું અને અજન્તા-ઇલુરાની ગુફાઓનો વિસ્તૃત પ્રામાણિક હેવાલ આપતું સચિત્ર પુસ્તક બહાર પડી ચૂક્યું છે. એનું એક પાનું વાંચવા લેશો કે પુસ્તક પૂરૂં કર્યા વિના નહિ ચાલે. ઉંચા ફેધર વેટ કાગળ; ૨૦૦ પૃષ્ઠ; પ્રવાસનો નકશો તથા બીજાં અગીયાર ચિત્રો; પાકું પુંઠું ને આર્ટ પેપરનું રેપર. કિંમત રૂ. દોઢ. પોસ્ટેજ અલગ. આજેજ મંગાવો.

## ઈલુરાનાં ગુફામંદિરો.

જગતભરનાં આ અદ્વિતીય ગુફામંદિરોનો તથા બૌદ્ધ, શૈવ અને જૈનોના ઇતિહાસ તથા મૂર્તિવિધાનનો પૂરેપૂરો ખ્યાલ આપતું સચિત્ર પુસ્તક આજ લેખકના હાથે લખાઈ બહાર બડયું છે. છ ચિત્રો તથા કલામય પુંઠું. પ્રસ્તાવના લેખક શ્રીયુત્ નાનાલાલ ચમનલાલ મહેતા. આઈ સી. એસ. કિંમ્મત આઠ આના. જરૂર મંગાવીને વાંચો.

પ્રભુ મહાવીરની નિર્વાણ ભૂમિ જળમંદિર પાવાપુરીનું અત્યંત સુંદર ત્રિરંગી ચિત્ર ઉંચા આર્ટ પેપર પર છપાઇ અમારા તરફથી બહાર પડયું છે. કિંમત ફક્ત બે આના.

જળમંદિર પાવાપુરીનું ત્રિરંગી ચિત્ર તથા ભાવવાહી કાવ્ય પણ બીજા સૂચક ચિત્રો સાથે બહાર પડયું છે. કિંમત ફક્ત બે આના.

# :: બા ળ ગ્રં થા વ ળી ::

## પ્રથમ શ્રેણી

૧ શ્રી રીખવદેવ
૨ નેમ–રાજુલ
૩ શ્રીપાર્શ્વનાથ
૪ પ્રભુ મહાવીર
૫ વીર ધન્નો
૬ મહાત્મા દૃઢપ્રહારી
૭ અભયકુમાર
૮ રાણી ચેલ્લણા
૯ ચંદનબાળા
૧૦ ઇલાચીકુમાર
૧૧ જંબુસ્વામી
૧૨ અમરકુમાર
૧૩ શ્રીપાળ
૧૪ મહારાજા કુમારપાળ
૧૫ પેથડકુમાર
૧૬ વિમળશાહ
૧૭ વસ્તુપાળ–તેજપાળ
૧૮ ખેમો દેદરાણી
૧૯ જગડુશાહ
૨૦ ધર્મ માટે પ્રાણ આપનાર મહાત્માઓ

## બીજી શ્રેણી

૧ અર્જુનમાળી
૨ ચક્રવર્તી સનત્કુમાર
૩ ગણધર શ્રી ગૌતમસ્વામી
૪ ભરતબાહુબલિ
૫ આર્દ્રકુમાર
૬ મહારાજા શ્રેણિક
૭ વીર ભામાશાહ
૮ મહામંત્રી ઉદાયન
૯ મહાસતી અંજના
૧૦ રાજર્ષિ પ્રસન્નચંદ્ર
૧૧ મયણરેહા
૧૨ ચંદન મલયાગિરિ
૧૩ કાન કઠિયારો
૧૪ મુનિશ્રી હરકેશ
૧૫ કપિલ મુનિ
૧૬ સેવામૂર્તિ નંદિષેણ
૧૭ શ્રીસ્થૂલિભદ્ર
૧૮ મહારાજા સંપ્રતિ
૧૯ પ્રભુ મહાવીરના દશ શ્રાવકો
૨૦ સ્વાધ્યાય

## ત્રીજી શ્રેણી

૧ શ્રી ભદ્રબાહુ સ્વામી
૨ શ્રી હેમચંદ્રાચાર્ય
૩ શ્રી હરિભદ્રસૂરિ
૪ શ્રી સિદ્ધસેન દિવાકર
૫ શ્રી બપ્પભટ્ટ સૂરિ
૬ શ્રી હીરવિજય સૂરિ
૭ ઉપાધ્યાય શ્રી યશોવિજયજી
૮ મહા સતી સીતા
૯ દ્રૌપદી
૧૦ નળ દમયંતી
૧૧ મૃગાવતી
૧૨ સતી નંદયતી
૧૩ ધન્ય અહિંસા
૧૪ સત્યનો જય
૧૫ અસ્તેયનો મહિમા
૧૬ સાચો શણગાર-શીલ
૧૭ સુખની ચાવી યાને સંતોષ
૧૮ જૈન તીર્થોનો પરિચય ભા. ૧ લો.
૧૯ જૈન તીર્થોનો પરિચય ભા. ૨ જો.
૨૦ જૈન સાહિત્યની ડાયરી

દરેક સેટની કિંમત રૂ. દોઢ તથા વી. પી. પોરટેજ ૭ આના.

બીજા પુસ્તકો માટે સૂચિપત્ર મંગાવો—

**ચિત્રકાર ધીરજલાલ ટોકરશી શાહ**

રાયપુર, હવેલીની પોળ : **અમદાવાદ.**